GOVERNMENT OF THE WORLD

ૐ શ્રી

# ગૌ સેવા.

સંસ્કૃત શ્લોક સહીતં

ગુજરાતી ઇંગ્લીશ સમાન સ્વરોમાં.

કર્તા


સ્વામી આનંદાનંદ સરસ્વતી.


સંત સેવાર્થે.


પ્રકાશક

ધી કૅસ્ટર સીડ્‌સ મરચન્ટસ એસોસિયેશન.

કપાસિઆ બજાર—અમદાવાદ.

સંવત ૧૯૮૩. સને ૧૯૨૬. પ્રત ૧૦૦૦.





અમદાવાદ—કાળુપુર કપાસીઆ બજાર રોયલ પ્રીન્ટીંગ પ્રેસમાં
પટેલ રાયચંદ હીરાચંદે છાપ્યું.


કિંમત—તન રૂપિયા મન આના ધન પાઈ.

# પ્રસ્તાવના.



હે વાંચક !

આ વિશ્વદર્શન એજ છે કે જે સાક્ષાત શ્રી કૃષ્ણે અર્જુનને બતાવ્યું હતું જેના વડે અર્જુને અધર્મરૂપી કૌરવોનો નાશ કરીને પ્રજારૂપ ગૌઓને પાલન કરવા ધર્મરાજાને ગાદીએ બેસાડયા હતા. તેવીજ રીતે તું પણ એ અસ્ત થઈ ગએલા ધર્મના સૂર્યનો ઉદય કરી બ્રહ્મ વિદ્યાને ઉત્તેજન આપવા રૂપ ધર્મનું સ્થાપન કર. જે ગૌમાતાનું તેં દૂધ પીધું છે, જે ગૌઓએ જગતને પોતાના ઉપકાર નીચે દબાવેલું છે એ જગતને તારવા માટે ગૌમાતાનું મંદીર બંધાવી તેનું પુજન કર, એ તારા ધર્મનો સ્તંભ છે. સાધુ સંતો તારા ધર્મની ધજા છે, બ્રાહ્મણો ધર્મનું મુળ છે. ક્ષત્રિયો ધર્મના હાથ છે. વૈશ્યો ધર્મનું પેટ છે અને શુદ્રો એ ધર્મના પગ છે. એ સર્વને પોત પોતાના ધર્મમાં સ્થિત કરવાથી તેનામાં બળ આવે છે. સર્વે અવયવોને સુખ શાંતિથી પોતાના ધર્મમાં સ્થિત કરવાથી અધર્મરૂપ બીમારી આપોઆપ દૂર થઇ જાય છે. તું પોતેજ કૃષ્ણ બની જા અને આ વિશ્વદર્શન રૂપ ગીતામૃત સર્વને પાતો જા. એની કરી પાળવા દઈને અધર્મરૂપ આચરકુચર ખાવા દેવું નહીં. સ્વધર્મથી પ્રાપ્ત કરેલું ખવડાવવું.

સ્વધર્મથી પ્રાપ્ત કરેલો એક પૈસો હીરાનું કાર્ય કરશે અને અધર્મના લાખ રૂપિયા કોડીનું કાર્ય કરશે. તારો જન્મ ખાટલામાં

પડી ઘરને ખુણે મરવા માટે નથી પણ સ્મશાન કાંઠે હઝારો મનુષ્યોના મેદનીમાં અગ્નિમાં ઝંપલાવવા માટે છે, મરીને સ્મશાનમાં જવા માટે નથી પણ મરતા પહેલાજ મેદાન પડવા માટે છે. મૃત્યુને આવવાની રાહ ન જોઇશ પણ બેધડક મૃત્યુની પાસે જઇને ઉભો રહે. આત્મા અમર છે, મૃત્યુ તને કંઇજ કરી શકે એમ નથી તે તો ઉલ્ટું તારાથી ડરીને ભાગી જાય એવું છે. શ્રી કૃષ્ણના હૃદયમાં આ ગીતા હોવાથી શ્રી કૃષ્ણ પ્રહલાદને માટે હિરણ્યકશ્યપુએ તપાવી રાખેલા અગ્નિના થાંભલામાં નિશ્ચિંત થઇને બેઠા હતા અને પ્રહલાદના મૃત્યુને માર્યું હતું. તેજ ગીતા અર્જુનને સંભળાવી અર્જુનને પણ મૃત્યુના ભયથી મુક્ત કરી અમર કર્યો હતો. ગોપીચંદ અને ભર્થરી જેવાએ પણ ગીતાનું અમર ફળ ખાઇ મૃત્યુને માર્યું હતું. •

શું તારી પાસે ધનુષ બાણ નથી ? વિદ્યા નથી ? કાંઇ ચિંતા નહીં ધભરાઇશ નહીં. માળીને ત્યાં ટોપલેટોપલા ભરીને પુષ્પના ઢગલા પડેલા છે તેમાંથી એક એક પુષ્પ મારશે તો, તેત્રીસ ક્રોડી દેવતાઓ તારા ચરણમાં પડશે એટલુંજ નહીં પણ સાક્ષાત ભગવાન પુષ્પથી હાર પામશે. એકલા ભગવાનેજ ગાયનું દુધ પીધું છે અને તેં કંઇ ગધેડીનું દુધ પીધું નથી કે તારે ડરવાનું હોય. માટે ઉઠ ઉભો થા ગૌમાતાનું પુજન કરી તેની રક્ષાને માટે તૈયાર થા. ધર્મનું એક કાર્ય હાથમાં લેતા સર્વ ધર્મનાજ કાર્યો તારા હાથમાં આવશે. કદાચ પ્રભુ પ્રગટ થાય તો તેમને પણ ધર્મનાજ કાર્યો કરવા પડશે અને ત્યારેજ ધર્મનું સ્થાપન થશે. જો ઇશ્વર ધર્મના કાર્યો નહીં કરે તો ઇશ્વરને પણ માનવાની શી જરૂર છે. માટે જે ધર્મના કાર્યો કરે તેજ ઇશ્વર કહેવાય. માટે તમે પોતે ધર્મના કાર્યો કરો અને તમને જરૂર ઇશ્વરની પદ્દી પ્રાપ્ત થશે.

એક માણુસ ઇશ્વરને માને છે પણ બુરા કૃત્ય કરે છે બીજો ઇશ્વરને નથી માનતો અને સારા કૃત્ય કરે છે.એ બેમાંથી શ્રેષ્ઠ કોણ ? જે સારા કૃત્ય કરે છે તેજ શ્રેષ્ઠ છે. માટે ઇશ્વરને માનો ચાય ના માનો, સનાતની બનો યા આર્યસમાજી બનો, હિંદુ બનો કે મુસલમાન થાઓ કે ખ્રીસ્તી બનો અને ત્યાં જઇને પણ તમારા સારા કૃત્યથી ધર્મના કાર્યો કરી કીર્તિ ગજવશો તો તમે જ્યાં હશો ત્યાં તમને શોધતા આવીને તમને નમન કરીશું. નહીં તો અમુક ભાઇ મુસલમાન થયા તોકે બહોત બુરા કિયા, ફેર પીછા હિંદુ હુવા તોકે ઇસ્સેભી બુરા કીયા. કારણ કે મુસલમાનમાં જઇને પણ કંઇ ન ઉકાળ્યું તો પાછા હિદુમાં આવી શું ઉકાળશો ? પોતાના ધર્મમાં અશ્રદ્ધાસન હઝાર મનુષ્યો કરતા પોતાના ધર્મમાં શ્રદ્ધાવાન એક મનુષ્ય હઝાર દરજ્જે સારો છે. હઝારો ઇજડાઓ કરતા એક શુરવીર સારો છે. આજકાલના ચાલતા નળ જોઇને તમારા પુરાના કુવા વાવને ભલે પુરી નાખો પણ જ્યારે નળ ઓચિંતા બંધ થઇ જાય ત્યારે તમારાં એજ પુરાના કુવા વાવને જરૂર યાદ કરજો. વિજળીના દિવા જોઇને તમારા પુરાના ઘી તેલ ઢોળી દેજો પણ જ્યારે તે ઓચિંતા બંધ થાય ત્યારે ઘી તેલ જરૂર યાદ કરજો. આગ લાગે ત્યારે કુવો ખોદજો અને અંધારૂ થાય ત્યારે દિવેલ શોધજો. આપને માટે કેસ્ટર સીડ તૈયાર છે. આનંદ આનંદ.

**श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात्**
**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥**

પ્રિય ભાઇ ! ગીતામાં લખેલું છે કે " ખડગ વડે જગત જીતાય છે. " પણ જ્યાં સુધી તું ખડગ લઇને યુદ્ધ કરવા નિકળીશ નહિં ત્યાં

સુધી ઉપરનો શબ્દ કરોડો વાર વાંચશે છતા જગત જીતાવાનું નથી. ' માટે પ્રથમ ગુરૂ પાસે જા અને તેની આજ્ઞામાં રહીને ખડગ વાપરવાની રીત શીખી લે અને યુધ્ધે નિકળશે ત્યારેજ એ જગત જીતાશે અને ત્યારેજ એ ગીતાની સત્યતા માલમ પડશે. જ્યાં સુધી તે શીખવનાર મળે નહિં ત્યાં સુધી " ખડગ વડે જગત જીતાય છે " એ શબ્દનો પાઠ જરૂર કરવો. પરિક્ષામાં પાસ થએથી બુદ્ધિ રૂપી ખડગ જરૂર મળશે અને સર્વ મનોઇચ્છા પૂર્ણ થશે.

**पूर्णमदः पूर्ण मिदं, पूर्णात्पुर्ण मुदोच्यते**
**पुर्णस्य पुर्णमादाय, पुर्णमेवा विशिष्यते ॥**



श्री.

# સ્વામી આનંદાનંદ સરસ્વતી ગૌસેવ

## ગૌમાતાની આરતી.

ૐ જય શ્રી ગૌમાતા, જય જય જગ માતા —મા
જગત તણી પ્રતિપાલક, અમૃત પય દાતા —ૐ
દર્શનથી સહુ પાપ, પલમા દૂર થાયે —મા
પીતાં પય ઘૃત તારૂં, નવીન બને કાયે —ૐ
બાલક વૃદ્ધ યુવાન, પય તારૂં પીતા —મા
મસ્ત થઇ વિચરતા; નવ કોથી બ્હીતા —ૐ
યશોમતિ ગાય તણું દુધ, શ્રી કૃષ્ણે પીધું —મા
જગમાં જશ અતિ લઇને, નામ અમર કીધું —ૐ
અર્જુન ભિષ્મને દ્રોણુ, પય તારૂં પીતા —મા
કીર્તિ જેની નિશદિન, ગાઇ રહી ગીતા —ૐ
રામ રાવણનું યુદ્ધ જગમાં નથી છાનું —મા
મહાવીર થઇ હનુમંતા, પહોંચી ગયા ભાનુ —ૐ
શાલીવાહન વિક્રમ, શક સંવત ચાલે —મા
એવું પૌષ્ટિક દૂધ, ગૌમાતા આલે ૐ
પૂજન અર્ચન કરીને, ગૌ ગીતા ગાશે —મા
આનંદાનંદ થઇને, પેંડા નિત ખાશે ૐ

### ગજલ.

અરે ઓ હિંદના તનુજો, અરજ મમઉરમાં ધારો
નિવારો ગૌ તણા કષ્ટો, દઇ આશ્રય મને સારો

દિધી છે ઈશ્વરે લક્ષ્મી, કરો વ્યય ધર્મને કાજે
ધનિક છો ધર્મના ધોરી, મદદ કરવી હવે છાજે
આશ્રય તમ માતને આપો, ભલી એ દુધ દાતા છે
તેવી આ સૃષ્ટિના પાલક, પયંબર ગાય માતા છે
તમારી માત સુખ કાજે, કરો છો યત્ન સૌ પ્રિતે
અરે ગૌ માત દુખ પામે, અહો વ્હારે રૂડી રીતે
હૃદય મારૂં બહુ બળતું, નથી મુજ પાસ તો કોડી
ગરીબ ગૌ માતને અર્થે, ધનિક પાસે જઉં દોડી
ધ્વજાઓ ધર્મની ફરકે, દયાની જ્યોત જળ હળતી
રસીલી રાજ્ય નગરીમાં, ન રાખો ગાય ટળવળતી
રચી મ્હેં પ્રેમથી ગીતા. હવે ગૌ માત સેવામાં
આનંદાનંદને લેશો, સ્વિકારા એજ લેવામાં

—ગઝલ—

અરે સંસારમાં નરનાર કૃતઘ્નિ કોણ છે એવા
ન પ્રિતે મુખથી બોલ્યા, અમારી માત ગૌરી આ
દુખી ગૌ માત છે ઝાઝી. સુણી ના ઊઠતા ગાજી
છુપાવે મુખ જે પાજી. હશે કો મુઢ નર એવા
અરે એવા જીવે તો શું. અને એવા મરેતો શું
વૃથા ભૂ ભાર જાણું હું, જગતને દુખ છે દેવા
ભલે તે હો મહારાયા, ભલે પંડીત લેખાયા
ન વ્હારે માતની ધાયા, ગણાશે જાનવર જેવા
કવી નહિં નામ તે ગાશે, મરણથી શોક નહિં થાશે
હતા કે ના વિસારાશે, જશે ઠાલા હતા તેવા

મળો ફિટકાર લાખોના, પડો તે ધૂળ જીવનમાં
નહીં જે ભક્ત જનની ના, ન ધારી ગાયની સેવા
અતી ઉપકાર છે જેના, ન ટાળે દુખડા તેના
ખરે તેવા હરામી ના પ્રભાતે નામ નવ લેવા

## કોઈ હાલ કહો.

જરા નિધા કરો ધારી, ગૌમાત છે દુખિયારી —જરા
પરા પૂર્વથી અમૃત દેતી, જાણી પોતાના બાળ
હાયે તેનો શું લાવો કાળ, ન લ્યો સંભાળ, ભુખે મારી જરા
બળો તમારી નવી કેળવણી, લિયો નહિ સંભાળ
ખૂંટે બાંધીને મારો માર, અરે ધિકાર, દયા ટાળી —જરા
પૈસા માટે હમને વેચી, કરો હમારો નાશ
હાયે બન્યા શું તેના દાસ, મોંઘું કરી ઘાસ, દિયો મારી —જરા
રક્ષા માટે અર્જુન ભીમે, જોહ બતાવ્યું શૂર
કહો ક્યાં તે ગયું તમ નુર, થયા ભરપુર અહંકારી —જરા
કૃષ્ણ કૃપા કરી જન્મજ લેજો, કરજો અમ રક્ષાય
દેજો આનંદાનંદ સદાય, સરસ્વતી સાથ, શરણ તારી —જરા

## પ્રભાતી.

હિંદના બાળનું હિંદ સંભાળનું, માત એ તાહેરી ગાય જેવી
બાટકી હાથ વેચાય તુજ હાથથી, સાર્ત ભુગીજ એ હિંદ દેવી
જગ્તની માત એ વિશ્વ વિખ્યાત છે, દૂધપીધું ઘણું તેહનું તેં
ધીક છે જીંદગી જો ન રક્ષા કરી, માતને સુખ દીધુંજ શું તેં
દૂધ દહીં ઘી અને છાસ નિત્યે પિયે, ખાય શ્રીખંડને દૂધપાકો
બાસુદી સાથ મલાઇ ભાવે ઘણી, ખીર ખાઇ બને રાતો માતો

ખાય મિઠાઇ પકવાન બહુ જાતના, ઘી વિના અન્ય વસ્તુ ન ખાવે
એવી રીતે ગયો જન્મ પય પાનમાં, ધિક રક્ષા નહિં તેની થાવે
દૂધ દહીં છાસ ઘી કાઢિને ભાવતા, હાથી ને લાડવા નિત્ય ભાવે
કૂતરા મીનડા ખાય બહુ પ્રેમથી, પુંછ હલાવતા તેહ આવે
એવો કોઇ સૃષ્ટિનો જીવ બતાવજો, હોય ના ગાયનું દુધ પીધું
ધિક છે જાતને સેવી ના માતને, ઊલટું ઘાસ મોંઘુજ કીધું
રાંકડી માતને લાકડી મારતા, લાજ નાવે તને શુંજ કહિયે
દૂધ પીને થયો સાંઢીયો આખલો, બળદિયો તુજને માની લૈયે
પુર્વના પુર્વજો ગાયને પાળતા, રાખના તેહને પ્રીત આણી
રક્ષાને માટે સૌ પ્રાણ ઓવારતા, કામ દુર્ગા ગૌ એજ જાણી
ગાયના દુખની દાજથી બોલુ હું, બોલું આ દીલની દાજ સારી
જો ચડે રીસતો ગાંસડી બાંધજે, યાચના ઘાસની છેજ મારી
પુર્વના બાપ દાદા તણા કામજો, બુદ્ધી પ્હોંચેજ શું આજ તારી
વેદ વેદાંત ગીતા રચી જેમણે, શું શકે એજ ઊપકાર વાળી
ભૃગુ તણી લાતથી વિષ્ણુજી થરથરે, પીધું અગસ્તજી સિંધુ વારી
કૃષ્ણજી નાથીયો કાળીયા નાગને, મારિયો કંસ જે દુષ્ટ ભારી
ગોવર્ધન ધર્યો આંગળી ઊપરે, ગાય ગોપી તણી રક્ષા કીધી
એજ પ્રતાપ ગૌ માતના દૂધનો, આજ શું તેહ વિસારી દીધી
ગાય ગીતા તણું દૂધ પીઅર્જુને, ગાય વિરાટની પાછી વાળી
સૈન્ય માર્યું ઘણું દુર્યોધન તણું, ભિષ્મ ને દ્રોણ નાખ્યાજ ઢાળી
કામ હું પુર્વના કેટલા વર્ણવું, આજ છે કોઇ ક્ષત્રીજ એવો
ચાંદ મોટો ધરી છાતીએ મ્હાલતો, નિંદતો પુર્વના દેવદેવો
સિંગનો ચાંદ એ જાણ ધતિંગ તું, જો નહીં જગતમાં નામ કીધું
ઘાસ મોંઘુ કરી ગાયને દુભવી, ધિક જીવ્યો અને દૂધ પીધૂ

દ્રૌપદી ગાયના ચીર ખેંચાય જે, આવજો કૃષ્ણજી વ્હાર તાણી
મેઘ દઇ ગાયનું ઘાસ પુરાવજો, યાચિયે બાપના બાપ જાણી
નમ્રતાની નથી યાચના માહેરી, જાંખીને ગાળ પુરીજ દૈયે
લાગે જો દૂખનો મુખ સંતાડજો, ઘેર બેઠા હમે ઘાસ દૈયે
આવશો ઘેર તો દૂધડા પાઇશું, ઘુંટડા ગીતના ખૂબ લેજો
સ્વામી આનંદ આનંદ છે ગૌતણા, પ્રેમ પ્રભાતિયું એજ કહેજો

## આનંદ આનંદ



GOVERNMENT OF THE WORLD

ॐ श्री

H. I. M.

# Gita sungit Of anandanaD

## आनंदानंद सरस्वती संगति.

## गीता.

## આનંદાનંદ સંગીત ગીતા ધ્યાન.

### રાગ ભીમ પલાસ.

રમ્ય મૂર્તિ નાથની શી, દ્દષ્ટિએ તરી રહી
દિવ્ય કાન્તિ કાન્ત કેરી, આ હૃદે રમી રહી—રમ્ય
What a fine image of God
I see always before my sight
Fine the face of God is seen
To give me ever shine & light What.
જોને વાયુમાં ઉડન્તિ, દેખું વારીમાં તરંતિ
આસપાસ એ હસન્તિ, જ્યાં ત્યાં વિલસી રહી. રમ્ય
I see It flying in the wind
Again in water too swimming

Laughing It all around and round
Watching me all the day and night. What
વૃક્ષ માંહે વૃક્ષ રૂપ, અનળમાં અનળ સ્વરૂપ
તેજ માંહે તેજ રુપ, સર્વમાં સમી રહી. રમ્ય
In the tree It is the tree
The same in fire too is He
Shines It also in the light
Here and there He has right. **What**
આ વિધિ સમીપ રહીને, સાહ્ય સર્વદા થઇને
અંકમાં રમાડી મને, નીજ સ્વરુપ કરી રહી. રમ્ય
In this way being with me
Giving his help always I see
Keeping me ever in His breast
He has given me all His Rights. **What**
ગાતામાં લીધું વચન, દીધું તન મન ધન
ગુરુ સંગીત આનંદાનંદ, સરસ્વતી શોભી રહી. રમ્ય
I promise to pay the song
All that is with me along
Guru sungit Of anandananD.
Saraswati giving Her light. **What.**



# Welcome

## IN

## GITA SCHOOL OF ANANDANAND

## आनंदानंद गीतानी पाठशाळामां

# भले पधारो

ગઝલ.

પધારો આત્મ બંધુઓ, ગીતાની પાઠશાળામાં
પિવાને જ્ઞાનનો પ્યાલો. ગીતાની પાઠશાળામાં–પધારો

Welcome my dear brethren
into the Bhagwad Gita school
to have the cup of Self-knowledge
into the Bhagwad Gita school –Welcome

પ્રભુ શ્રી કૃષ્ણ છે પોતે, અને અર્જુન છે પોતે
જ્ઞાન ગ્રાહક બની પોતે, પધારો પાઠશાળામાં–પધારો

The Lord Shri Krishna is Himself
and Arjune is devotee self
subscribers of knowledge yourself
welcome in Bhagwad Gita school–Welcome

પ્રભાતે ઉઠજો વ્હેલા, બરાબર પાંચને ઘટે
કરીને દેહના શુદ્ધિ, બિરાજો પાઠશાળામાં–પધારો
Rise up early in morning
Always exact at five o'clock
after cleaning your body well
enter in Bhagwad Gita school –Welcome
ધીમેથીં શાંત ચિત્તેથી, પુસ્તકને હાથમાં લેજો
નમીને ઉતરો ઉંડા, ગીતાની દિવ્ય શાળામાં–પધારો
By the peaceful mind slowly
you may have book into your hand
enter your mind inside humbly
into the Godly Gita school –Welcome
ઉચ્ચારી શબ્દ ત્યાંજે હો. મધુરા ગાનથી ગાજો
પ્રભુ પ્રત્યક્ષ દેખાશે, દૃષ્ટિની દિવ્ય શાળામાં–પધારો
Read the word written there in
correctly sing the song sweetly
Almighty God you will see there
standing before your supreme sight–Welcome
ટપકશે હર્ષના બિંદુ. પીજો સંપૂર્ણ પી લેજો
અજરતા પામશો વ્હાલા, તમારી આત્મ શાળામાં–પધારો
Fountain of life will flow from there
drink completely you may drink

 

new life of youth you will enjoy
into yonr holy heart of school –**W**elcome

ઘુઘવતો બ્રહ્મ સિંધુ ત્યાં, ઉછાળા મારતો જોશો
ડુબી તરબોળ થઇ રહેજો, વિલાજો એજ સાગરમાં-પધારો

Roaring the ocean of wisdom there
you will see rolling by your sight
sink inside and mix yourself
you may your self become the same–**W**elcome

ખુમારીની ચઢી મસ્તી, ઉઘાડો નેત્ર ધીરેથી
આનંદાનંદ થઇ મહાલો, પ્રભુની વિશ્વશાળામાં-પધારો

Being intoxicated high
open your eyes very slowly
Anandanand become and play
into University of God –**W**elcome



# આનંદાનંદ સરસ્વતી.

સંગીત.

# વિશ્વદર્શન.

અર્જુન— —ખુનેજીગરકો—

કૃષ્ણ કૃપા કરીને સંભળાવ્યાં જે આ ગુહ્ય વચન
મોહ સમૂલો નષ્ટ થયો, સંતોષ્યું મારૂં મન— કૃષ્ણ
હે કમળ કાન્તિ વાળા, પ્રલય ઉત્પતિ કરનારા
જાણ્યા જરા મહિમા તારારે, જેનો ના આદીઅંત— કૃષ્ણ

---

# ॐ श्रीमद्भगवद्गीता.

## अधाय ११ मो विश्वदर्शन योग.

**अर्जुन—**

मदनुग्रहाय परमं गुह्यमध्यात्म संज्ञितम्
यत्त्वयोक्तं वचस्तेन मोहोऽयं विगतो मम ॥ १ ॥

भवाप्ययो हि भूतानां श्रुतौ विस्तरशोमया
त्वत्त:कमल पत्राक्ष महात्म्यमपि चाव्ययम् ॥ २ ॥

### THE SUNGIT

# Yoga of Universal Forms

OR THE

## VISHWA DARSHAN

BY

**Swami Anandanand Saraswati**



**Arjune** ખુને જિગરકો

For my benefit Thou hast spoken
The excellent knowledge of self
My doubt has gone and all is known
My mind is satisfied well. For

Oh Lotus eyed my Lord you are
Creator and Distroyer,
All the details I heard from Thee
Which have no end commence For

પ્રભુ જેવા પોતાને જણાવો, તે ઇશ્વર રૂપ બતાવો
પુરૂષોત્તમ આપ ગણાવોરે, નિરખું હું તેહ વદન— કૃષ્ણ
જો મુજથી જોઇ શકાયે, એવું જો તમને જણાયે
યોગેશ્વર કરો કૃપાયેરે, દ્યો આપ્યેનાશી દર્શન— કૃષ્ણ

કૃષ્ણ — —તુમ ચાંજે ડયા—

મારા સેંકડો રૂપ હજારાં જો (૨), અનેક પ્રકારની આકૃતી જો (૨). મારા
આદિત્ય વસુ રૂદ્ર મરૂત નિહાળે(૨), વળી તું અશ્વિનિ કુમારાજો (૨)
આશ્ચર્ય સહુ બતાવું, જોયું હશે નહીં આવું (૨)
વળી જગમાં ન થાવું પ્યારા ક (૨) મ્હારા.

---

एवमेतद्यथातथ्य त्वमात्मानं परमेश्वर
द्रष्टुमिच्छामि ते रुपमैश्वरं पुरुषोत्तम ॥ ३ ॥

मन्यसे यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो
योगेश्वर ततो मे त्वं दर्शयात्मानमव्ययम् ॥ ४ ॥

**श्री कृष्ण—**

पश्यमे पार्थ रुपाणि शतशोऽथ सहस्रशः
नाना विधानि दिव्यानि नाना वर्णा कृतीनिच ॥५॥

पश्यादित्यान्वसुन्रुद्रानाश्विनौ मरुतस्तथा
बहुन्यदृष्ट पूर्वाणि पश्याश्चर्याणि भारत ॥ ६ ॥

Regarding to Thy Great Self
Thou hast declared to my self
I wish to see that glorious form
Of Thee oh best of man. For

If I can easily see it
Thy honour may thinketh fit
I shall be much obliged if
Thou wilt kindly show that Self. For

**Krishna** મારા સેંકડો રૂપ

My thousands of forms I show to thee
Many many kinds of shapes you see. My

Aditya Vasu Rudra marut I'll show you
Ashwini Kumars also to ye. My

All the wonders I will show you
Which are not ever seen by you
And in the world are not to be. My

હોય ઇચ્છા જે જે તારી, દેહમાં તું ભાળે મારી (૨)
ચરાચર બ્રહ્માંડ સારા જો. (૨) મારા
દિસે નહિં દષ્ટે તારી, આપું દિવ્ય ચક્ષુ મારી
દૂર કર સંદેહ તારા જો. (૨) મારા

સંજય— ચટકતી ચાલ.

મહાયોગેશ્વર શ્રી હરી કૃષ્ણજી આપરે
બતાવ્યું રૂપ અંત વિણ હેતથી અર્જુનને
મુખ ઘણા આંખો અતી રળીયામણીરે
અદ્‌ભુત દર્શન દિવ્ય આભુષણ અંગરે
ઉગામેલા અનેક દિવ્ય આયુધવાળું રૂપ તે—
...મહાયોગે—

---

इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम्
मम देहेगुडा केश यच्चान्य द्रष्टु मिच्छसि ॥ ७ ॥
न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा
दिव्यं ददामि ते चक्षुः पश्यमे योगमैश्वरम् ॥ ८ ॥

**संजय—**

एवमुक्त्वा ततो राजन् महायोगेश्वरो हरिः
दर्शयामास पार्थाय परमं रुपमैश्वरम् ॥ ९ ॥
अनेक वक्त्र नय मनेकाद्‌भुत दर्शनम्
अनेक दिव्या भरणं दिव्यानेकोद्यतायुधम् ॥१०॥

Fulfil all that you desire
See every thing you require
(The) whole of the world in my body. My

If you cannot see my shine
I will give my eyes divine
Solve your doubts and be thou free My

**Sanjaya** મહાયોગેશ્વ

Having spoken thus the Great Lord of Yoga Showed as Lord His Supreme divine forms without the end with love to Arjuna

Thousands of mouths and eyes even
Were shining on the face there

Marvellous visions and divine
The clothings were worn by Him

With many divine glorious weapons
were held errect in all the hands. Having

દિવ્યમાળા વસ્ત્રો ધરી, દિવ્ય ચર્ચીત ગંધ
આશ્ચર્યથી ભરપુર તે, વિશ્વ મૂખ અનંત
સૂર્ય પ્રકાશ આકાશમાં, જાણે કોટી હઝાર
પ્રગટ નિરખ્યું રૂપ ત્યાં, શ્રી હરીનું તે વાર

...મહાયોગે—

દેવોના પણુ દેવનાં, શરીર વિશે નીરધાર
બ્રહ્માંડ સર્વે નિરખ્યું, જોયું એકજ ઠાર
આશ્ચર્યથી અર્જુનના, રોમ ઉભા થઇ જાય
કરજોડી સ્તુતી કરી, શીશ નમાવ્યું પાય

...મહાયોગે—

---

दिव्य माल्यांबरधरं दिव्य गंधानुलेपनम्
सर्वाश्चर्यमयं देवमनंतं विश्वतो मुखम् ॥ ११ ॥

दिवि सूर्यसहस्रस्य भवेद्युग पदुत्थिता
यदि भाः सदृशी सा स्याद्भासस्तस्य महात्मनः॥१२॥

तत्रै कस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा
अपश्य द्देवदेवस्य शरीरे पांडवस्तदा ॥ १३ ॥

ततः सविस्मयाविष्टो हृष्टरोमा धनंजयः
प्रणम्य शिरसादेवं कृतांजलिर भाषत ॥ १४ ॥

Wearing necklace and vestures
Applied with divine unguents
Full of marvels shining with
Boundless mouths each side.

If the splendour of a thousand suns
were burst together in sky
That would be equal in brilliance of
That Mahatma Great Soul. Having

In the person of Lord of Gods
Into manyfold parts
The whole universe was there beheld
By Arjune that time

Felt overwhelmed with surprise
And with his hair upraised
Bowed down his head and prayed
Joined his palms and spake. Having

અર્જુન— —પ્રિતકાવાદ્દા—

દેવના દેવ દેહેતમ દેખું, પ્રાણી માત્રો દેવ સર્વને પેખું
કમળા સનસ્થ બ્રહ્મા ઉવેખુ, રૂષિયો સર્વ સર્પ દિવ્ય લેખું
અનેક બાહુ ઉદર મુખ નેત્ર, અનેક રૂપ જુવે મુજ ચક્ષ
અંત ન મધ્ય ન આદિ કલત્ર, રૂપ હું તેવું દેખું છું પ્રત્યક્ષ
કિરિટ ગદા અને છો ચક્ર ધારી, પ્રકાશ સર્વત્ર છે તેજ ભારી
સૂર્ય ચંદ્ર જાણે કાંતિ તમારી, નિહાળતા મન જાય છે હારી
અવિનાશી છો જાણવા યોગ્ય ભારી ઉત્તમ વિશ્વમાં ઉપમા ન તારી
ધર્મ સનાતન મૂર્તિ તમારી, પ્રભુ સનાતન છો ગીરધારી

---

**अर्जुन—**

पश्यामिदेवांस्तवदेवदेहे सर्वांस्तथा भूतविशेषसंधान्
ब्रह्मांडमीशं कमलासनस्थ मृषींश्च सर्वानु रंगाश्च
दिव्यान् ॥ १५ ॥
अनेकबाहुदरवक्रनेत्रं पश्यामि त्वां सर्वतोऽनंतरुपम्
नांतं न मध्यं न पुनस्तवादिं पश्यामि विश्वेश्वर
विश्वरुपम् ॥ १६ ॥
किरिटिनं गदिनं चक्रिणं च तेजो राशिं
सर्वतो दीप्तिमंतम् । पश्यामि त्वां दुर्निरीक्ष्यं
समंताद् दिप्तानलार्कं द्युतिमप्रमेयम् ॥ १७ ॥

**Arjune** અહો દેવના દેવ

I see Oh Lord of the gods in Thy person
All the creatures and even the beings
I see the Brahma seated on lotus
All the Rishis and celestial uragas

Thousands of arms eyes bellies & mouths
I see everywhere in countless the forms
Neither the end nor middle beginning
I see the same form standing before me

Thou art the holder of crown, mace & wheel
Shining everywhere the light is a great deal
Sun and the moon are dazzled by sight
The mind is defeated by seeing the same

Thou art imperishable fit to be known
Also the supreme support of universe
And the protector undecaying nature
I think of Thee as eternal and best

આદિ ન મધ્ય ન અંત ન તારા, અનંત બાહુ અતિ બળવાળા
ચંદ્ર સૂર્ય નેત્ર દિસે તમારા, સ્વતેજથી વિશ્વ તપાવનારા
સ્વર્ગ પાતાળ ને મૃત્યુના લોક, એકજ આપ રહ્યા સહુ રોક
રૂપ છે આપનું ઉગ્ર અનોપ, વ્યથા પામે જેને જોઇ ત્રિલોક
દેવો સહુ તમ દેહે પ્રવેશે. બીતી ધરી સહુ સ્તુતી કરે છે
મહર્ષિ સિદ્ધ કલ્યાણ ચહેછે, સ્તોત્ર થકી તમને વિનવે છે
રૂદ્ર આદિત્ય વસુ વિશ્વ દેવો, સાધ્યો બે અશ્વિનિ મરૂત જેઓ
ગંધર્વ યક્ષ અસુર કરે સેવો, સિદ્ધો લહેતને આશ્ચર્ય જેવો

---

त्वमक्षरं परमं वेदितव्यं त्वमस्य विश्वस्य
परं निधानम् । त्वमव्ययः शाश्वत धर्मगोप्ता
सनातनस्त्वं पुरुषो मतो मे ॥ १८ ॥
अनादिमध्यांतमनंत वीर्यमनंत बाहु शशिसूर्यनेत्रम् ॥
पश्यामि त्वां दीप्त हुताश वक्त्रं
स्वतेजसा विश्वमिदं तपंतम् ॥ १९ ॥
द्यावा पृथिव्योरिदमंतरं हि व्याप्तं त्वयैकेन
दिशश्च सर्वाः । दृष्ट्वाऽद्भुतं रुपमुग्रं तवेदं
लोकत्रयं प्रव्यथितं महात्मन् ॥ २० ॥
अमी हि त्वां सुरसंघा विशंति केचिद्भीताः
प्रांजलयो गृणंति । स्वस्तीत्युक्त्वा महर्षिसिद्ध
संघाः स्तुवंति त्वां स्तुतिभिः पुष्कलाभिः ॥ २१ ॥
रुद्रादित्यावसवो ये च साध्या विश्वेऽश्विनौ
मरुतश्चोष्मपाश्च । गंधर्व यक्षासुरसिद्धसंघा
विक्षंते त्वां विस्मिताश्चैव सर्वे ॥ २२ ॥

Neither beginning nor middle no end
Thousands of arms are with infinite power
The wonderful fire I see in Thy mouth
Blazing and heating universe with radiance

Thou hast occupied the earth and the heaven
Omnipresent art in every directions
By Thy marvellous and terrible form
The three worlds are frightened seeing the same

These assemblages of gods into Thee
Enter some frightened joining their hands
Rishis and Siddhas like welfair with Thee
Chanting Thy praises with numerous songs

Rudra, the sun and the Gods of universe
Marut Ashwini Gandharva, Pitras
Yakshas, Rakshas and even the Siddhas
Always behold Thee with greatest amazement

અદ્ભુત રૂપ ઘણા મુખ ભાળું, અનંત આંખ ઘણા હાથવાળું
જાંગ અતિ પગ બહુ પેટવાળું, ઉગ્ર ત્રિલોકને વ્યથા દેનાર
નભસ્પૃશી વર્ણ અનેક પ્રકાશી, વિશાળ નેત્રને મુખ વિકાશી
ધીરજ શાંતિ ગઇ સહુ નાશી, આત્મા તમોને જોઇ રહ્યો ત્રાસી
મુખ ભયાનક દાંત કરાળ, જે જોઇ દીશા ન સુજે લગાર
દિસે ન ખાલી કો તમ વિણુ ઠાર, પ્રસન થાવ હે દેવમોરાર

—ગઝલ—

સમુહ રાજા તણો સર્વ, પ્રવેશે મુખમાં તારા
કૌરવો જે ભર્યા ગર્વ, દિસે નહિં કોઇ બચનારા— સમુહ

ભિષ્મને દ્રોણુ જે કહીએ, કર્ણ સુત પુત્રને લઇએ
પરાયું આપણું જોઇએ, યોધ સહુ મુખ્ય જે સારા— સમુહ

---

रुपंमहत्ते बहु वक्रनेत्रं महाबाहोबहुबाहू रुपादम् ।
बहुदरं बहुदंष्ट्रा करालं दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाऽहम् ॥ २३ ॥
नभःस्पृशं दिप्तमनेकवर्णं व्यात्ताननं दिप्तविशाल नेत्रम् ।
दृष्ट्वा हि त्वां प्रव्यथितांतरात्मा घृतिं न विंदामि शमं च विष्णो॥ २४॥
दंष्ट्राकरालानि च ते मुखानि दृष्ट्वैव कालानलसंमिभानि ।
दिशो न जाने न लभेच शर्म प्रसीद देवेश जगन्निवास ॥ २५ ॥
अमी च त्वां घृतराष्ट्रस्य पुत्राः सर्वे सहैवा वनिपाल संघैः ।
भिष्मो द्रोणः सूत पुत्रस्तथासौ सहास्मदी यैरपि योधमुख्यैः ॥ २६ ॥

Thousands of arms eyes bellies and thighs
Many fearful teeth and the eyes
The world is fearstruck by seeing your shape
I am unable to describe the fright

Having seen Thee Thou touchest the sky
full of the brillient colours of eyes
Courage and peace of my mind have been lost
Seeing your sight my soul is distressed

Terrible jaws in Thy fearful mouths
Looking they are to disolute universe
Forgot directions and feel no comfort
Lord of the Gods have mercy on me

### સમુહ રાજા તણા

Crowds of all the kings enter
Into Thy largely mouth opened
Kauravas those who are so proud
Finding they are to be not saved -Crowds

To whom we say Bhishma & Dron
even that Karna who is low born
Others and all ours enter
Into Thy largely mouth opened -Crowds

કંઇના થયા ચૂર માથા, રૂધીરે થઇ ગયા રાતા
ભયંકર વક્ર છે દાંતા, દિસે એ દાઢમાં તારા— સમુદ્ર

નદીના પૂર દર્શાયે, સાગરના મૂખમાં ધાયે
તેમ નરવીર ખેંચાયે, વિકાસિત મૂખમાં તારા— સમુદ્ર

પતંગ દીવા વિશે ધાયે, નાશ વેગે અતિ થાયે
તેમ તું આ લોકને ખાયે, ન થાયે મૂખથી ન્યારા— સમુદ્ર

કોણ છો ઉગ્ર રૂપ ધારી, નમી સ્તુતી કરૂં તારી
ન જાણું માયા જે તારી, જણાવો તે મને પ્યારા— સમુદ્ર

---

वक्त्राणि ते त्वरमाणा विशंति दंष्ट्रा करालानि भयानकानि ।
केचिद्वि लग्ना दशनांतरेषु संदृश्यंते चुर्णितैरुत्तमांगैः ॥ २७ ॥

यथा नदीनां बहवोऽम्बुवेगाः समुद्रमेवाभि मुखा द्रवंति ।
तथा तवामी नर लोकवीरा विशंति वक्त्राण्यभिविज्वलंति ॥ २८ ॥

यथा प्रदितं ज्वलनं पतंगा विशंति नाशाय समृद्धवेगाः ॥
तथैव नाशाय विशंति लोकास्तवापि वक्त्राणि समृद्धवेगाः ॥ २९ ॥

लेलिह्यसे ग्रसमानः समंताल्लोकान्समग्रान्वदनैर्ज्वलद्भिः ॥
तेजोभिरापूर्य जगत्समग्रं भासस्तवोग्राः प्रतपंति विष्णो ॥ ३० ॥

आख्याहिमेको भवानुग्ररुपो नमोस्तुते देववर प्रसीद ॥
विज्ञातु मिच्छामि भवंतमाद्यं नहि प्रजानामि तव प्रवृत्तिम् ॥ ३१ ॥

Many of them are crushed by heads
Owing to blood they are all red
Fearful teeth Oh God are seen
Into Thy largely mouth opened —Crowds

As the flow of river is seen
Running towards the great ocean
Crowds of all the braves enter
Into Thy largely mouth opened —Crowds

As well flying insects falling
Being unknown in burning lamp
Acquainted all persons enter
Into Thy largely mouth opened —Crowds

Who art Thou with fearful forms
Praying prostrate myself to Thee
I wish to know Anandanand
Being unknown of Thy action. —Crowds

કૃષ્ણ— —શું નશ્વર—

હું છું નાશ કરનાર વૃદ્ધિ પામેલો કાળ. (૨)
વૃદ્ધિ પામેલો કાળ, કરૂં સર્વનો સંહાર— હું છું

આવ્યો છું આ લોકમાં, કરવા સૌનો અહાર
હણશે નહીં તું શત્રુને, પણ નથી તે બચનાર
માટે ઉઠી યશ વધાર, શત્રુઓને જીતીને
રિદ્ધિવાળું રાજ તું ભો પ્રિતેથી પાળ— હું છું.

શત્રુ સર્વે પ્રથમથી, માર્યા છે મેં જાણ
નિમિત થાતું આ સમે, લઇ ધનુષને બાણ
ભિષ્મ અને ગુરૂ દ્રોણ, મહા રણધીરારે
વળી કર્ણ જયદ્રથ તેમ, બીજા યોધ વીરારે
એ મરેલાને મારતું, ધર નહિં મન શંકાય
યુદ્ધ કર રણક્ષેત્રમાં, નિશ્ચે જીતજ થાય

---

## श्री कृष्ण—

कालोऽस्मि लोकक्षय कृत्प्रवृद्धो लोकान्समाहर्तुमिह प्रवृत्तः ।
ऋतेऽपित्वां न भविष्यंति सर्वे येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः ॥३२॥
तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व जित्वा शत्रुन्भुंक्ष्व राज्यं समृद्धम् ।
मयैवैतेनिहताः पूर्वमेव निमित्तमात्रं भव सव्य साचिन् ॥ ३३ ॥
द्रोणं च भीष्मं च जयद्रथं च कर्णं तथा न्यानपि योधवीरान् ।
मया हतांस्त्वं जहिमा व्यथिष्ठा युद्धस्व जेताऽसि रणेसपत्नान् ॥३४॥

**Krishna** શું નટવર વસંત

Aho I am distroyer of all that is seen
All that is seen whether dry or if green-Aho

I have come in these people
For eating all of them
If thou shalt not kill them off
None of them will remain

Therefore thou stand up and defeat thy enemies
Enjoy the prosperous kingdom with fame-Aho

All the enemies already
Are on the point of death
Oh Savyasachin thou become
But nominal instrument

Bhishma Jayadratha Karna
And the other warriors
Also the preceptor Dron
Are like dead bodies

All of them are slain by me
Solve your doubt and kill
Sure thou shalt gain victory
Fight on battle field

**સંજય**

મુકુટ ધારી અર્જુન એવું સાંભળીને બોલીયો
હેતે નમસ્કાર માની લેજો ગોપાળ-મારા- હું છું

**અર્જુન—** હાંડો હાંડોજી

જગ ગાયે છે કીર્તિ તમારી, ધરીને હર્ષ ભારી
આનંદાનંદ સ્વામી—જગ
રાક્ષસો અપાર, નાસી રહ્યા ઠારોઠાર
સિદ્ધો સર્વે કરે નમસ્કાર, બ્રહ્મા આદિના છો કરતાર
નમું હું મોરારી—જગ
દેવાધિ દેવનામ, છો પ્રભુ સર્વ જગતના ધામ
સત અસત ઉત્તમ અવિનાશી છો, વ્યાપી રહ્યા
ઠામોઠામ-નારાયણ, નરહરી, આનંદાનંદજી
હે...ગીરધારી—જગ.

---

**संजय—**

एतद्श्रुत्वा वचनं केशवस्य कृतांजलिर्वे पमानः किरीटी ।
नमस्कृत्वा भूयएवाह कृष्णं सगद्गदं भीतभीतः प्रणम्य ॥ ३५ ॥

**अर्जुन—**

स्थाने हृषीकेश तव प्रकीर्त्या जगत्प्रहृष्यत्य नुरज्यते च ।
रक्षांसि भीतानि दिशो द्रवंति सर्वे नमस्यंति च सिद्ध-संघाः ॥३६॥
कस्माच्च ते न नमेरन्महात्मन् गरीयसे ब्रह्मणोऽप्यादि कर्त्रे ।
अनंत देवेश जगन्निवास त्वमक्षरं सदसतत्परं यत् ॥ ३७ ॥
त्वमादिदेवः पुरुषः पुराणस्त्वमस्य विश्वस्य परं निधानम्
वेत्ताऽसि वेद्यं च परं च धाम त्वयाततं विश्वमनंतरुप ॥ ३८ ॥

**Sanjaya—**

Hearing the words spoke Arjune to Keshava
Receive my prostrate again and again. Aho

**Arjune—** જગ ગાયે છે

That the world is praising Thy importance
And liking Thy presence Anandanand Swami

All the Rakshasas are escaping here and there
Also Siddhas are under Thy care
Thou art creator of Brahma Thyself

My Lord you are -that

Lord of the Gods you are, and the
owner of the whole universe
Into the wrong and the right Thou art
infinite omnipresent every where
Oh Guru Anandanand Saraswati

I thank to thee -That

**—મન માયાના—**

પુર્ણ પુરૂષ તમે છો આદી દેવારે વિશ્વ ભંડાર આપ મનાયા
જાણવા યોગ્ય અને જાણનારારે
ઉત્તમ ધામ અનંત તમ કાયા—પુર્ણ

વાયુ અગ્નિ ચંદ્ર વરૂણ પ્રજાપતિ પિતામઃ અને યમ રાયા
હઝારવાર નાથ નમસ્કાર માની લેજો પ્રિને ધરૂં તમ પાયારે—વિશ્વ
આગળ નમસ્કાર પાછળ હું વંદુ નમું હું સર્વ દિશાયા
અનંત બળ અતિ પરાક્રમવાળા સર્વ રૂપ આપ જણાયારે—વિશ્વ
સ્નેહી જાણી તમને વિના વિચારે સખા કહીને બોલાવ્યા
કૃષ્ણ યાદવ કહી તમને પોકાર્યા પ્રમાદથી જગરાયારે—વિશ્વ
રમતા જમતા કે સુતાં એકાંતમાં સ્નેહથી ઠઠા કરાયા—
સર્વની સમક્ષ અપમાન થયું હોય જો યાચું ક્ષમા યદુરાયારે—વિશ્વ

---

**वायुर्यमोऽग्निर्वरुणः शशांकः प्रजापति स्त्वं प्रपितामहश्च ।**
**नमोनमस्तेऽस्तु सहस्र कृत्व पुनश्च भूयोऽपि नमोनमस्ते ॥ ३९ ॥**
**नम पुरस्तादथ पृष्ठतस्ते नमोऽस्तुते सर्वत एव सर्व ।**
**अनंत वीर्यामित विक्रमस्त्वं सर्वं समाप्नोषि ततोऽसि सर्व ॥ ४० ॥**
**सखेति मत्वा प्रसभंयदुक्तं हे कृष्ण हे यादव हे सखेति ।**
**अजानता महिमानं तवेदं मया प्रमादात्प्रणयेनवापि ॥ ४१ ॥**
**यच्चावहा सार्थमसत्कृतो सि विहार शय्यासन भोजनेषु ।**
**एकोऽथवा प्यच्युत तत्समक्षं तत्क्षामये त्वामहम प्रमेयम् ॥ ४२ ॥**

## મન માયાના કરનારારે

Ancient person Thou art the first Lord of the gods
And the treasure of all the universe
Thou art fit to be known and the knower of all
Best palace and owner of nature. Ancient
Thou art the water the wind moon and fire
and Brahma father grandsire
Thousands of times please receive my prostrates
Wishing to hold Thy feet Oh my Lord -Best
Prostrate in front and prostrate behind Thee
Prostrate in every directions
Boundless power and measurless have strength
Thousands of forms I see into Thee -Best
Thinking my lover and being unknown I
cried out saying Oh my friend
Oh Krishna Yadava carelessly called Thee
In the fondness of love Thy majesty -Best
Playing sitting and sleeping or at meal
Owing to love I jocked out
If I dishonoured in presence of all please
Excuse me Oh Guru Anandanand -Best

## —અથ ક્રમજાત પિંગલા—

ચર અને અચર જગત્ના છો તમે પીતા
ગુરૂ થકી અધિક યોગ્ય આપ પુજીતા

આપથી અધિક અન્ય ના ત્રિલોકમાં
અતિ પ્રભાવ આપનો ન હોય કોકમાં

નમાવી દેહ દંડવત્ પ્રણામ હું કરૂં
પ્રસાદ છે એ તાહેરો પ્રસન્ન શું કરૂં
પિતા સહે છે પુત્રનું સન્મિત્ર મિત્રનું
પ્રિય પ્રિયાનું સહે તેમ સાંખો મુજનું
પૂર્વ માંહે કોઇએ જેજે દિઠું નથી
આનંદ મને થાય છે તે જોઇ સર્વથી

ભય થકી વ્યાકુળ મન મારૂં છે અતિ
જગત્પતિ પ્રસન્ન થાઓ પૂર્વ રૂપથી

---

पितासि लोकस्य चराचरस्य त्वमस्य पुज्यश्च गुरुर्गरीयान् ।
न त्वत्समोऽस्त्यभ्याधिकः कुतोऽन्यो लोकत्रयेऽप्य प्रतिम प्रभाव ॥४३।

तस्मात्प्रणम्य प्रणिधाय कायं प्रसादये त्वा महमीशमीऽयम् ।
पितेव पुत्रस्य सखेव सख्युः प्रियः प्रियायार्हसि देव सोर्दुम् ॥ ४४ ॥

अदृष्ट पूर्वं हृषितोऽस्मि दृष्ट्वा भयेन च प्रव्यथितं मनोमे ।
तदेव मे दर्शय देव रुपं प्रसीद देवेश जगन्निवास ॥ ४५ ॥

## અથ કમળાનન પિંગળા

Thou art the father of the stable
And unstable that is
More worthy worshipable
Than great Guru art Thee
I see there is no one like Thee
To be greater than one
Thy person is unparralleled
In the three worlds
I prostrate myself therefore
•And propitiate to Thee
As it is your own and hence
What should I to give
As a father does his son
And friend his friend forgive
Lover forgives to his beloved
So thou also forgive
That which had been seen before
By none the form of thee
I feel too much pleasure
And I am overjoyed to see
But in mind I feel trouble
Through fear Oh God therefore
Be gracious again to show
The form as before

કિરીટ ગદા ચક્ર ધારી પૂર્વ રૂપ જે
ચિત્ત મારૂં તેજ રૂપ જોવાને ચહે
હજાર હાથ વિશ્વ મુર્તિ આપને લહું
ચાર હાથ આપના હું જોવાને ચહું

કૃષ્ણ—

—અદ્‌ભુત રચના—

તુજને મ્હેં પ્રસન થઇ, અહિં, અહીં, હે અર્જુન
દાખવ્યું આત્મ યોગથી, પરમ સ્વરૂપ મારૂં પાવન
જેનો આદિ અને નહીં અંત, તેજોમય એ વિશ્વદર્શન

—તુજને—

તુજ વિના એ મુજ દર્શન, કર્યું નથી પૂર્વે કોઇ જન
તે દર્શન આજ તું અહીં, કરી થયો ધન ધન્ય

—તુજને—

क्रिरीटिनं गदिनं चक्रहस्त मिच्छामि त्वां दृष्टुमहं तथैव ।
तेनैव रुपेण चतुर्भुजेन सहस्र बाहो भव विश्वमूर्ते ॥ ४६ ॥

श्री कृष्ण—

मया प्रसन्नेन तवार्जुनेदं रुपं परं दर्शितमात्म योगात् ।
तेजोमयं विश्वमनंतमाद्यं यन्मेत्वदन्येन न दृष्ट पूर्वम् ॥ ४७ ॥

I wish to see diadem on head
And mace and disk on hand
I shall be much obliged if
Thou become a gentleman

Thousands of arms and countless forms
Anandanand I see
Saraswati wishis to see
The four hands of Thee

**Krishna** **અદ્ભુત રચનાશ્રી**

To you I have been pleased
Hear, dear, On Arjune
By majestic power have shown
To Thee the holy form of mine
To which has neither end commence
Universal Premival, Infinite form -To you

## —પ્રિતના પંથનો—

વેદન યજ્ઞ અભ્યાસ ન દાનથી ક્રિયા ન તપથી જણાય
તુજ વિના હું અશક્ય જણાવો, આ જગમાં જગમાંહે મનાય—વેદ
રૂપ એવું મારૂં ઉગ્ર દેખી દુખી થા નહીં નાગભરા
પ્રસન્ન ચિત્તે બીતી દૂર કરીને પૂર્વનું જો તું જરા—વેદ

**સંજય**—વાસુદેવે એવું કહીને ફરીથી પૂર્વનું રૂપજ લીધ
શાંતિ રૂપથી સંતોષ્યો અર્જુન. થયો હતો ભયભીત—વેદ

**અર્જુન**—સ્વસ્થ થયો છું શ્રી હરી દેખી. સુંદર પૂર્વ શરીર
મનુષ્ય રૂપ આ જોઇને તારૂં, આવી સઘળી ધીર—વેદ

---

न वेद यज्ञाध्ययनैर्नदानैर्नचक्रियाभिर्न तपोभिरुग्रैः ।
एवंरुपः शक्य अहंनृलोके द्रष्टुं त्वदन्येन कुरु प्रवीर ॥ ४८ ॥
माते व्यथा मा च विमूढभावो दृष्ट्वा रुपं घोरमीदृङ्‌मेदम् ।
व्यपेतभीः प्रीतमनाः पुनस्त्वं त्तदेव मेरुपमिदं प्रपश्य॥ ४९ ॥

## संजय—

इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा स्वकं रुपं दर्शयामास भूयः ।
आश्वासयामास च भीत मेनं भूत्वा पुनः सौम्य वपुर्महात्मा ॥५०॥

## अर्जुन—

द्रष्ट्वेदं मानुषं रुपं तव सौम्यं जनादन ।
इदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः ॥ ५१ ॥

## વચન મારે થયા

Neither by Veda, nor yoga study
Nor by sacrifice I can be seen
Highly impossible it is to see me
Except you Arjune I mean —Neither

Be not alarmed and do not bewildered
By seeing my terrible form
Cheerfully you may leave off your fear
And see me in familiar form. —Neither

**Sanjaya**

Having spoken thus Vasudeva
Took His former form of a man
Satisfied Arjune by comfortable form
Who had become terrified. Neither

**Arjune**

I have come back to my conciousness
Seeing Thee in gentle human form
I have become as quite as be fore and
Now I am Anandanand —Neither

## —ધીમા ધીમા ચાલો—

રૂપ મારૂં જોવું છે મુશ્કેલરે
રૂપ મારૂં ધનંજય જે તેં દીઠું
ધારે દેવો મીઠું, નથી સ્હેલરે—રૂપ
દર્શન તેં મારૂં કર્યું, દુર્લભ છે જગમાંય
વેદ તપ કે દાનથી, વળી હોમથી ના દર્શાય
મારી ભક્તિ થકી મને જોઇ શકે
નત્વ જાણે તેને કોણ રોકી શકે
સર્વ અર્પણ કરી મારૂં નામ જપે
તજી આશક્તિ વૈર ન કોથી રખે. નથી સ્હેલરે—રૂપ
આનંદાનંદ સરસ્વતી, ભગવદગીતા કહેવાય
વિશ્વરૂપ દર્શન થયું, એકાદશો અધ્યાય નથી સ્હેલરે—રૂપ

---

**श्री कृष्ण—**

सुदुर्दर्शमिदं रुपं द्रष्टानासि यन्मम ।
दैवा अप्यस्य रुपस्य नित्यं दर्शनकांक्षिणः ॥ ५२ ॥
नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवं विधो द्रष्टुं द्रष्टवानसि मां यथा ॥ ५३ ॥
भक्त्या त्वनन्यया शक्य अहमेवं विधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥ ५४ ॥
मत्कर्म कृन्मत्परमो मद्भक्तः संग वर्जितः ।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पांडव ॥ ५५ ॥

**Krishne** ३५ આરૂં.

Very difficult that is to see me enframed
The form which you have seen just
Now Oh Arjune, Cannot see gods even
Not easy...little—Very

Arjune that you saw the soul
Hardly seen in the world
Veda, Tap and Dan or
By sacrifice can'not be seen

My devotee is only able to see,
In the season the fruits can be oblained from tree,
Health wealth and prosperity that can pay me
That only name who may always repect
Not easy...little—Very

Anandanand Saraswati
Bhagwad Gita I told
In my Guru I saw the world
Eleventh discorse. Not easy...little—Very.

---

हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीता सूपनिषत्सु ।
ब्रह्मविद्यायां योगशास्त्रे श्री कृष्णार्जुन संवादे ॥
विश्वरुपदर्शन योगोनामैकादशोऽध्याय ॥ ११ ॥

॥ संपूर्णम्

# હે જગજ્જનની ગૌમાતા !

આ હિંદ ભૂમી ઉપર તારા અગણીત ઉપકારો થયા છે અને અદ્યાપિ પર્યંત થાય છે. તારૂં પર્વતને પણ ફાડી નાખે એવું પૌષ્ટિક દુધ પીને આગળના રૂષિ મુનિયોએ, ક્ષત્રિયોએ, વૈશ્યોએ તથા શુદ્રોએ તારૂં રક્ષણ કર્યું હતું. આજના હિંદવાસીયો તે ઉપકારનો બદલો અપકારમાં વાળે છે. તારૂં રક્ષણ કરવા તૈયાર થયેલાનો કોઇ ભાવ પુછતું નથી. પણ તને મારવા લઇ જતો હોય તેને હિંદવાસીઓ તરફથી હઝારો રૂપિયા ઇનામ અપાય છે. નાઇલોકો કહે છે કે બ્રાહ્મણો ! તમારી બ્રહ્મ વિદ્યામાં જ્યારે ગૌરક્ષા કરવામાં બળ નથી તો નકામા વેદ, વેદાંત અને પુરાણોના પોથા શું કરવા રાખ્યા છે? એ તમારા પોથા થોથાને હોળીમાં મુકીને સળગાવી દ્યો અને અસ્તરો નરેણીને ટપટપીયા લઇ ભેંસ મુડવા જાઓ. હવે વેદ વેદાંત વાંચવા કરતા "નાયી વર્ણ નિર્ણય" એ પુસ્તક વાંચો અને બ્રાહ્મણ-નાઇ બની કોઇના કલ્યાણ કરો. હે ક્ષત્રિયો ! હવે તમે ખેતીનો ધંધો કરો અને ગૌ રક્ષાને માટે ધારણ કરેલી તલવાર દાતરડા તરીકે ખેતીમાં વાપરો. જેથી અનાજ વડે તમે કંઇક લોકોનું કલ્યાણ કરી શકશો. હે વૈશ્યો ! હવે તમારે અનાજનો સંગ્રહ કરવાની જરૂર નથી પરંતુ તમારી તીજોરીયોમાં પૈસાનોજ સંગ્રહ કરજો. દિવાળીમાં પૈસાનોજ અણકુટ કરજો અને દાન કરો તો કસાઇયોનેજ કરજો કે જેથી અધર્મની વૃદ્ધિ થઇ પ્રભુનો જન્મ જલ્દી થાય કારણ કે પ્રભુએ કહ્યું છે કે "યદા યદાહિ ધર્મસ્ય ગ્લાનિર્ભવતી ભારત, અભ્યુત્થાનમ ધર્મસ્ય તદાત્માનં સૃજામ્યહ" જ્યારે અધર્મની વૃધ્ધિ થશે ત્યારેજ

પરમાત્મા જન્મ લેશે આપણે ભક્તો કરીને થાકી ગયા, પ્રભુના ભજન ગાઇ ગાઇને ઘાંટા બેસીગયા તાળોટા પાડીને હાથ લાલ થઇ ગયા પણ પ્રભુને પ્રગટ થવાની ફૂરસદ મળતી નથી તો પછી આડે લાકડે આડો વ્હેર કર્યા વિના છુટકો નથી.

હે શુદ્રો તમે અત્યાર સુધી બ્રાહ્મણ ક્ષત્રિ અને વૈશ્યોની માબાપ કરતા પણ વધુ સેવા ઉઠાવી છે તેમના મેલો ધોયા છે તે એવી આશાએ કે બ્રાહ્મણો પોતાની બ્રહ્મ વિદ્યાથી ગૌમાતાનું રક્ષણ કરે, ક્ષત્રિયો પોતાના બાહુ બળથી ગૌ માતાનું રક્ષણ કરે, વૈશ્યો દાન કરી ગૌમાતાનું રક્ષણ કરે. પણ એ ત્રણે વર્ણ એક એકના મોં માં થું કે એવી થઇ છે. બ્રાહ્મણોને પોતાની બ્રહ્મવિદ્યા-પર શ્રદ્ધા નથી, ક્ષત્રિયોને તલવાર દાતરડા જેવી દેખાય છે, વૈશ્યોનો પૈસો અપાત્રને ત્યાં જાય છે. સબ સબકી સંભાલીયો મેં મેરી ફોડતા હું કરીને ગૌ રક્ષા કરવાને બદલે કુતરા મારવાનું શીખ્યા છે.

હે સાધુ સંતો! હવે તમે કોઇ પ્હાડની કંદરામાં છુપઈ જાઓ. હવે તમારો ઉપદેશ કોઇ સાંભળનાર નથી. હવે સાધુની સાથે વાત કરતાં પણ ગૃહસ્થીઓને શરમ લાગે છે. પૂર્વની રૂઢીને લીધે તમારા ભગવા વસ્ત્ર જોઇને તેમનાથી હાથ જોડાઇ જાય છે પણ તે આખરના નમસ્કાર સમજવા. હે વિદ્યાનંદ સ્વામી આપનું ભાષણ બહુજ સારૂં છે પરંતુ હવે નકામા ઘાંટા તોડશો નહીં તમારી કથા સાંભળીને બહાર નીકળી કુતરા મારવાનો ધંધો કરે છે. જો તમારાથી બને તો એ લોકોને હાથે યજ્ઞાદિક શુભ કર્મો કરાવો પરંતુ નકામા ગાદીપર બેશી ઉંચા નીચા થઇ ઘાંટા ના દુખાવો આપના વ્યાખ્યાનથી એ લોકોમાં કંઇક શૂર આવે છે પણ હાથ પગ ભાંગેલા હોવાથી ઉભા

થતા પડી જાય છે નબળો માટી બૈરીપર શૂરો એમ કરી ધરનાજ (હિંદુસ્તાનના) કુતરા બિલાડા મારે છે.

હે ગૌ માતા! તમે સસ્ત્રાર્જુનના આખા સૈન્યને જમાડયું તેના બદલામાં સસ્ત્રાર્જુને તમને મારતા મારતા લઇ જવા માંડયા ત્યારે તમે જમદગ્નિના સામું જોયું ત્યારે જમદગ્નિએ નિરૂપાય થઇ કહ્યું કે હેમા! હવે મારૂં ચાલતું નથી. સસ્ત્રાર્જુન પોતાની સેન્યાના બળ વડે તમને, મારી ઇચ્છા નહિ હોવા છતાં બળાત્કારે લઇ જાય છે. આ સાંભળી તમારા રૂંવાટા ઉભા થયા અને હઝારો યોધ્ધા ઉત્પન્ન થઇ વિશ્વામિત્રના સૈન્યનો નાશ કર્યો તેવું જો આજે તમારામાં બળ રહ્યું હોય તો તમારામાંથી કોઇ નવીન યોધ્ધા ઉત્પન્ન કરો. પણ આજના યોધ્ધા તમારૂં રક્ષણ કરી શકે એમ જણાતું નથી. અને જો તમારામાં બળ ન હોય તો ગૌ કાપવાના મશીનો નીકલ્યા છે તેની નીચે મુંગે મોંઢે ઉભા રહો પ્હેલાના વખતમાં હમે આપના શુકન લીધા વીના બહાર નીકળતા નહોતા પણ હવે તો રખડની ગૌ જોવામાં આવે તો તેને ગોળીથી ઠાર કરવાના ધારા, ધારાસભામાંથી નિકળવાના દિગ્દર્શન થયા છે.

હે વૈશ્નવો! હવે તમારે નકામા તીલક કરી કપાળ બગાડવાની જરૂર નથી. ગૌરક્ષાને માટે ધારણ કરેલું રામ અને કૃષ્ણનું તીલક કળીયુગ ચાટી ગયો છે. આવો આપણે તમારા તીલકના છાજીયા લઇએ.

### રાગ મરસિયા

હાય હાયરે તીલક વિના કેમ કરીએ તીલક વિના કેમ કરીએ
કોરે કપાળે કેમ હમે ફરીયેરે—હાય
હતી સાધુ તણી જે નિશાની, કરતા ભક્તિ એ તીલક તાણી
વિના તીલક એ ભક્તિ રોળાણીરે—હાય

હતી આશા જે રાજા થવાની, દેશે રાજ તીલક કોણ તાણી
એ ગાંધી પ્રતિજ્ઞા રંડાણીરે—હાય

હતું તીલક જે હાથનો અંગુઠો, થયો કંકુ વિનાનો તે જુઠો
તેના વિના કપાળ હવે ફુટોરે—હાય

વરરાજા પધાર્યા છે જાને, વિના તીલક પણશે એની માને
સાસુ વિના તે નાક કોણ તાણેરે—હાય

રહી કન્યા કુંવારી હમારી, ગૌરક્ષાનું ધનુષ છે ભારી
જાગો જાગો એ તીલકો ધારીરે—હાય

હતી ગૌઓ જે હિંદમાં અમુલી, વિના ભક્તિ થઇ છે તે લુલી
દુધ પાવાનું ગઇ છે તે ભુલીરે—હાય

નિકળ્યા કારખાના કાપવાને ગાયો રતંભ અધર્મનો એ રોપાયો
હિંદના મધ્ય પ્રાંતે સ્થપાયોરે—હાય

ચાંદ કે. સી. આઇ. ઇ. ના ધર્યા છે, વળી જી. સી. આઇ. બહાદુર ઠર્યા છે
હિંદના રાજાઓ જીવતા મર્યા છેરે—હાય

પાગલ પ્રવાસીએ પાડી પોકો, ટોળે મળીયા છે વૈશ્નવ લોકો
મોટા મંદીરમાં વર્તે છે શોકોરે—હાય

ગૌ રક્ષાની ઇચ્છા છે મોટી, મારી પાસે નથી પાઇ ખોટી
હવે વેચું શું મારી લંગોટીરે—હાય

વિના તીલક ન ભક્તિ કરાએ, ભક્તિ વિના ન પ્રભુ દેખાએ
માતા વિના આનંદ કેમ થાએરે—હાય

હે મોટા મંદીરના મહારાજો! જો જો ભુલથી કંઇ મારાપર બદ નકશીનો કેસ કરતા. આપે યજ્ઞ યાગાદિક ધર્મના કાર્યો છોડી કોર્ટમાં જુબાની આપવાની શરૂ કરી છે તેથી તમારી કોર્ટમાં નકશી લેવી પડી છે. જો તમે ધર્મના કાર્યો શરૂ કર્યા હોત તો કોર્ટમાં મેજીસ્ટ્રેટને પગે લાગવા જવાની જરૂર નહોતી પણ મેજીસ્ટ્રેટ તમને જુબાની આપવા આવતે કારણ કે તેઓ ધર્મના નોકર છે તેઓ માત્ર અધર્મીયોનીજ જુબાની લે છે અને સ્વધર્મમાં જે સ્થિત પ્રજ્ઞ હોય તેને તો પગેજ લાગે છે. જેઓના તમે ગુરૂ કહેવડાવો છો તેમનેજ તમારી જુબાની આપવા જાઓ છો એજ સાબિત કરે છે કે તમે તમારા પોતાના ગુરૂને માનતા નથી. સર્વના ગુરુ બ્રાહ્મણ છે અને બ્રાહ્મણના ગુરૂ સંન્યાસી છે, અને સંન્યાસીના ગુરુ પરમહંસ છે. ગૃહસ્થીના ગુરુ ત્યાગીજ હોવા જોઇએ એ નિર્વિવાદ છે. જ્યારે તમે તમારા ગુરૂને નહી માનશો તો તમારા શિષ્યો પણ તેજ પ્રમાણે વર્તશે એમાં લેશ પણ શંકા નથી. હશે હમારે શું હુંતો ટુંકાણમાં એજ કહું છું કે

એ સર્વનું છઠ્ઠો કારણ, વિવેકથી વિચારો આપ
મકર કુંભને મેષ ગણીને, સાચે સાચી મારી છાપ

જ્યાં સુધી સાધુ સંતોની-સેવા ચાલતી હતી ત્યાં સુધી લોકો પાપથી ડરીને ચાલતા હતા અને ગૌમાતાનું પુજન અર્ચન થતું હતું, ગૌદાનો દેવાતા હતા, યજ્ઞાદિક હોમ હવન ચાલતા હતા, ધર્મની ધ્વજા ફરકતી હતી. પરંતુ હવે સમય પલ્ટાયો માટે હે સંતો? હવે આપણે જઇએ ડુંગરે, ને લોકો જાય મક્કે અને બાકી રહેલાને ઢેડ મારે ધક્કે માટે ભેખ ભગવાન કે નામકા, સદગુન ધામકા સચરાચર વિરામકા

દુનિયા બે કદર હૈ તો દિલ દુનિયાસે પાર હૈ. દિલ સમજતા હૈ યે મેરા હૈ. સબ અજ્ઞાનકા અંધેરા હૈ સ્વાર્થ કે સંગી ન કોઇ તેરા હૈ.

કદર નહિં જો પ્યારકી, તો દુનિયા કયા સાર
નાહક જલ જલ જાનકો ક્યોં કર દેના ખ્વાર
ચકવા ચંદર પ્યારસે, રો રો કે મર જાય
બે કદરીસે દિલ દિયે, કોરી નફા ન પાય

દુનિયાસે નાહક જાના. ફેર બેશુમાર પચનાના, તુમને હમકો ઉડાયા, હમને સારી દુનિયાસે અપના હાથ ઉઠાયા. બસ જય સચ્ચિદાનંદ તુંહી તુંહી અહલેક.

---

# ગઝલ.

અરે ઓ હિંદના દેવો, દયા કંઇ ઉર લાવોને
મરે છે આપની ગૌઓ, જરા તેને બચાવોને
સુણીને નામ ગૌવધનું, ક્ષત્રિનું ખુન તાપી જાતું
કરોડો ગૌ વધેરાએ, છતા કોઇથી ન બોલાતું
યુધિષ્ટર કર્ણથી ઘાયલ, થયાતા યુદ્ધમાં જ્યારે
ક્રોધને શોકથી આવી, પડયા નિજ તંબુમાં ત્યારે
સુણી અર્જુન ત્યાં આવ્યો, ધર્મને ધૈર્ય દેવાને
તુર્ત ઉઠયા ધર્મ રાજા, અર્જુનની ભેટ લેવાને
ભલે તું કર્ણને મારી, વધાઇ આવીયો દેવા
ખરો તું વીર ક્ષત્રી છે, બજાવી આજ તેં સેવા
કહે અર્જુન સુણો ભ્રાતા, નથી મ્હેં કર્ણને માર્યો

થયા છો આપ અતી ઘાયલ, ખબર લેવાજ હું આવ્યો
હજુ એ કર્ણ જીવે છે, સુણ્યું જ્યાં ધર્મ રાજાએ
પગેથી જ્વાળ લાગી છે, થરરર કંપતી કાયે
અરે ચંડાળ અરે બીકણ અરે ઓ બાયલા અર્જુન
બતાવા મુખ શું આવ્યો, છોડીને જીવતો દુશ્મન
છોડ હથિયાર તું હેઠા, કાંતને રેંટીયા જઈને
બતાવ મુખ શું મુજને, દુશ્મન છે જીવતો કહીને
ઘુઘવતો સિંહ રણમાં જે, સહે કેમ વેણ આવા તે
કાઢી ત્યા મ્યાનથી તલવાર, ધર્મનો નાશ કરવાને
કહે અર્જુન યુધિષ્ટરને, મૃત્યુ આજ આવ્યું છે તારૂં
ન લાયક શબ્દ બોલે તું, જાનથી આજ હું મારૂં
છોડાવે શસ્ત્ર જે હેઠા, નથી જન્મ્યો કોઇ માએ
વચન એવાં મને કહેતાં, શીર તેનું જુદું થાએ
કહીને મારવા તલવાર, ઉઠાવી ત્યાંજ અર્જુને
ઝાલીને હાથ અર્જુનના, બચાવ્યા ધર્મને કૃષ્ણે
વખત હા તેજ છે આવ્યો, ન થાએ ગાયની સેવા
અસઃકારે તજી હથિયાર, લાગ્યા સૌ રેંટીયા લેવા
હઝારોના પગારોનો, મુસારો આપ લેતાતા
છતા નહીં હિંદનું સાધ્યું, દુખીને દુખ દેતાતા
હવે તે નોકરી છોડી, મળે ખાવા નહીં તમને
રૂવે તમ બાલ બચ્ચાઓ, મદદ શી આપશો હમને
ખરા શુરવીરની રક્ષા, હમારી ગાય માગે છે
તમોને કાંતતાં જોઇ, આનંદાનંદ લાગે છે

---

GOVERNMENT OF THE WORLD

ॐ श्री

## H. I. M.

## GITA SUNGIT OF ANANDANAND

आनं नंद सरस्वती संगीत

## गीता.

# આનંદાનંદ સંગીત ગીતા ધ્યાન

### રાગ ભીમ પલાસ.

રમ્ય મૂર્તિ નાથની શી, દૃષ્ટિએ તરી રહી
દિવ્ય કાન્તિ કાન્ત કેરી, આ હૃદે રમી રહી—રમ્ય

What a fine image of God
I see always before my sight
Fine the face of God is seen
To give me ever shine & light. What

જોતો વાયુમાં ઉડન્તિ, દેખું વારીમાં તરંતિ
આસપાસ એ હસન્તિ, જ્યાં ત્યાં વિલસી રહી. રમ્ય

I see It flying in the wind
Again in water too swimming

Laughing It all around & round
Watching me all the day and night. What

વૃક્ષ માંહે વૃક્ષ રૂપ, અનળમાં અનળ સ્વરૂપ
તેજ માંહે તેજ રૂપ, સર્વમાં સમી રહી. રમ્ય

In the tree It is the tree
The same in fire too is He
Shines It also in the light
Here and there He has the right. What

આ વિધિ સમીપ રહીને, સાથ સર્વદા થઇને
અંકમાં રમાડી મને, નીજ સ્વરૂપ કરી રહી. રમ્ય

In this way being with me
Giving his help always I see
Keeping me ever in His breast
He has given me all His Rights. What

ગીતામાં લીધું વચન, દીધું તન મન ધન
ગુરૂ સંગીત આનંદાનંદ, સરસ્વતી શોભી રહી રમ્ય

I promise to pay the song
All that is with me along
Guru sungit Of anandananD.
Saraswati giving Her light. What

# Gita mahatmya Of anandananD

ॐ श्री.

## आनंदानंद सरस्वती संगीत

## गीता महात्म्य



**સરસ્વતી—** ગીતી.

પ્રારબ્ધ કર્મના દુખો, કહો પ્રભુ શી રીતે દૂર થાયે
દૃઢ ભક્તિ કેમ થાયે, મર્ણ તણો ભય ઉરથી કેમ જાયે

The unhappiness of nature
tell me Oh God how can be removed
how to become a devotee
in the mind the fear of death is too

**આનંદાનંદ—**

નિત્ય ગીતા મુજ વાંચે, સદા સુખી અને મુક્ત તે જાણો
કર્મ ન લેપે તેને, સંદેહ વિણ કહો મર્ણનો ડર શાનો

Daily who read my Gita
always free and know him as happy
never he is bound by duty
immortal from death is always free

## ગઝલ.

ગીતા અભ્યાસને ધારી, દિયે પાપો સહુ ટાળી
ન સ્પર્શે પત્રને વારી, રહે જળમાં કમળ ડાળી —ગીતા

Those who read Gita sungit
are free from all the sins indeed
the water can never succeed
to stop upon the lotus leaf —Those

પુસ્તક જ્યાં ગીતાનું હોયે, પઢે પ્રેમે તેને કોયે
જગતના તીર્થ ત્યાં હોયે, કરે સ્તુતી તેને ભાળી —ગીતા

Where the book of Gita is
again with love always who reads
all the Tirth of world there is
to pray the Gita song who sings —Those

દેવ લોકો ઋષિ યોગી, નારદ નાગો અને ગોપી
પાર્ષદો ગોપ ઉધવ ભોગી, ન જાયે તે જગા ટાળી—ગીતા

All the Gods Rishis and sage
Uragas Narad and Gopees
Parshadas Gopa Uddhav Bhogees
unable are to leave that place —Those

ગીતાનો પાઠ જ્યાં થાયે, મળે આવી તેને સ્હાયે
ગીતાની વાત ચર્ચાયે, લીયે ઉપદેશ સંભાળી —ગીતા

Where the Gita songs are read
the help of God is there perfect
the converse of Gita always
remove the pain of unhealthy —Those

નિરન્તર વાસ ત્યાં મારો, ખરો મુજ ભક્ત તે પ્યારો
ચિંતાનો બાંધીને ભારો, દિયે તે સર્વને બાળી —ગીતા
I myself always live there
in my beloved devotee's care
collecting all fears are where
and burning all of them with ease —Those

ગીતાને આશ્રયે રહું છું, ઉત્તમ ગૃહ માની એ લઉં છું
ગીતાના જ્ઞાનથી કહું છું, રચ્યો ત્રિલોકને પાળી —ગીતા
Living I am upon Gita
which is my best palace I count
by the same knowledge I am
supporting all creatures you see —Those

ગીતા એ શ્રેષ્ઠ વિદ્યા છે, ખરે ખર બ્રહ્મ સ્વરૂપા છે
સરસ્વતી સ્વામી જેના છે, આનંદાનંદ લ્યો ભાળી–ગીતા
Gita is best knowledge of self
the reader has no need of help
Anandanand is ringing bell
and tells to have request fulfil —Those

## મારા મનમાં તનમાં

પ્યારા સર્વજ્ઞ શ્રી હરી કૃષ્ણે સ્વમુખે, અર્જુનને ગીતા સુણાવી
સચ્ચિદાનન્દ ત્રિવેદ સમાનએ, તત્વ તણું જ્ઞાન લાવી —પ્યારા

Dear Almighty Alknown Lord Krishna
had told, knowledge of Gita to Arjune ?
The essence was taken from all the
Upnishads, by Guru Anandanand —Dear

નિશ્ચળ મનથી પાઠ કરે નર, પઢે અધ્યાય અઢાર
સંપૂર્ણ જ્ઞાનતે પ્રાપ્ત કરીલે, પરંપદ રહે આવી —પ્યારા

By the steady mind who may read it
and understand eighteen discourse
complete knewledge of Gita is obtained
from all the sins he becomes free —Dear

સંપૂર્ણ પાઠમાં શક્તિ ન હોય તો. અર્ધ વાંચે નર જેહ
ગૌદાન પુણ્ય તે પ્રાપ્ત કરે છે, સદેહ નહિ તલભારી —પ્યારા

If he cannot read the whole of the
Gita, let him to read only half
charity of a cow gift is obtained
as there is no doubt a little —Dear

તૃતિય ભાગ વાંચેનર પ્રેમે, ગંગા સ્નાન ફળ થાય
છઠ્ઠા ભાગે સોમયજ્ઞ ફળે છે, હેત થકી તેને આવી —પ્યારા

If he may read only third part of
Gita, gets the fruit of Ganga bath
sixth part of Gita enables him to
perform the sacrifice Soma —Dear

ભક્તિ થકી એક અધ્યાય વાંચે, ગીતા તણો નિર્ધાર
ગણ થઈ રહે તે રૂદ્ર લોકે, દીર્ઘ કાળ રહે ત્યાંહિ —પ્યારા

With the devotion and love if he
may read, only one discourse of it
obtains the service of Shankar in
Rudra,and for long he remains there-Dear

ગીતનો ચોથો ભાગ રટે નર, સરસ્વતી સુણુ વાત
એક મન્વન્તર મનુષ્ય રહેતે, સુખથી સૃષ્ટિની માંહિ —પ્યારા

Fourth of a song if he read Oh Saraswati
certainly I tell the truth
for a Manvanter he becomes a man
and, enjoys the pleasure of heaven —Dear

ગીતા તણા દશ ગીતજ વાંચે, સાત વાંચે ભલે પાંચ
ચાર બે ત્રણુ કે એકજ વાંચે, અર્ધ ગીતે દે સમાવી —પ્યારા

Let him to read only ten songs of
Gita, what of seven or five
either he may read four three two one
or, in half of the songs he may close it—Dear

વર્ષ ચતુર્દશ સહસ્ત્ર રહેતે, ચંદ્ર લોકે નિરધાર
ગીત ગીતા કદી અંત થયોતો, મનુ લોકે રહે આવી -પ્યારા

Fourteen thousands of years he has
to, live there in Chandra Loke
If he may die at the time of singing
song, certainly becomes a Yogi -Dear

ફરી થશે ગીતા અભ્યાસ ધારી, ઉત્તમ મુક્તિ લે તેહ
આનંદ આનંદ સંગીત ગીતાથી, સર્વને દિયે હસાવી -પ્યારા

There he studies again of the Gita
and obtains the knowledge of Self
Anandanand he becomes himself
and morning and evening is laughing-Dear

જુગાર ધન હરે.

ગીતા સાંભળે, પાપી અતી ભલે
વૈકુંઠમાં ખરે, વાસ વિષ્ણુથી કરે

Gita those hear, may be the great sinner
heaven is just near. to God they are dear

સર્વે કર્મો કર્તા નિત્યે, ગીત તણું જો સ્મર્ણજ થાય
જાણો જિવન્મુક્તજ તેને, દેહાંતે પરં પદ થાય -ગીતા

At the time of working daily
those who sing the Gita song

sure and certain you may know that,
they are free from all the wrongs -Gita

જનકાદિક રાજાઓ સર્વે, ગીતા આશ્રય લઇને જાણુ
પાપ રહિત્ થઈ કિર્તિ પામી, પામ્યા પરંપદને નિર્વાણુ -ગીતા

Janak and others thousand kings
had sung always the Gita song
Got the knowledge of the Self
and ruled over the world a long -Gita

ગીતા પાઠ કરીને અંતે, મહાત્મજ તેનું ના વંચાય
વૃથા પાઠ એ થાયે તેનો. શ્રમ પણ સર્વે નિષ્ફળ જાય-ગીતા

Those who do not read the Mahatmya
after the Gita discourse
labour all becomes in vain and
fails to get the fruit of course -Gita

આદિ અંતે મહાત્મ સાંભળે, ફળ તેને સૌ પ્રાપ્તજ થાય
સરસ્વતીની સાક્ષજ મળતાં, આનંદાનંદ તે થઇ જાય -ગીતા

Religious importance of Gita
in the beginning or at end
those who read are Anandanand
Saraswati is pleased to them -Gita

## ગીતી

સનાતન ગીતા મહાત્મ, મ્હેં સંભળાવ્યું પ્રીત અતિ આણી
ગીતાની પૂર્વે સુણીને, ફળ ઉત્તમ તેનું લેશો જાણી

The ancient Gita Mahatmya
I have told to your honour with love
hear it before the Gita
and direct your mind as is written above

ઇતિ શ્રી વરાહ પુરાણે, ગીતા મહાત્મ્ય પૂર્ણ થયું પ્યારા
આનંદાનંદ રહેજો સૂર્ય નારાયણ જગત ગુરૂ મારા

This is from Varaha Purana
Gita mahatmya Of anandananD
for the Saraswati Siddhi
Government Of the worlD is present

## ગીતા આરતી.

ઓમ્ જય સંગીત ગીતા, જય જય હરી ગીતા-મા
ગુરૂ જગત પ્રતિ પાલક (૨), પાપ રહે ભ્હીતા -ઓમ

Oh ! Gita I thank Thee
Many many thanks to Thee —Mother
Preceptor of the universe
Sins fear by Thee —Oh

પ્રારબ્ધ કર્મનાં દુખ, તુજથી દૂર થાયે-મા
મર્ણ તણો ભય જાયે (૨), અમર થાયે કાયે -ઓમ

The unhappiness of nature
going away by Thee —Mother
The fear of death is lost
immortal always he —Oh

જગત તણા સહુતીર્થ, સ્તુતી તારી ગાયે—મા
બ્રહ્મા વિષ્ણુ સદાશિવ (૨), પડતા તુજ પાયે —ઓમ

All the Tirth of Universe
always pray to Thee —Mother
Brahma, Vishnu Sadashiva 2
bow their heads to Thee —Oh

બ્રહ્મા તુજ આશ્રય ધરી, સૃષ્ટિ સૌ કરતા—મા
રક્ષણ વિષ્ણુ કરતા (૨), મહેશ્વર સંહરતા —ઓમ

Brahma creates the world
having your knowledge —Mother
Vishnu is protecting
Shiva destroys the same —Oh

જ્યાં તુજ પાઠજ થાય, હરી આવે ત્હારે—મા
છપ્પન કોટી યાદવ (૨), રહે શરણે તારે —ઓમ

Where the study of Gita
help of God is there —Mother
fifty six croars Yadava
are in service there —Oh

તેત્રીસ કોટી દેવ, તુજમાં વાસ વસે—મા
બ્રહ્માંડ સર્વે તુજમાં (૨), રહ્યું એક અંશ વિશે —ઓમ

Thirty three croars deities
live always in thee —Mother
even the whole of Universe
is a part of Thee —Oh

ગીતા આરતી એહ, પ્રેમ થકી ગાયે—મા
સરસ્વતી રહે જીહ્વાએ (૨), આનંદાનંદ થાયે —ઓમ

Prayer of Gita those
read in sungit song —Mother
Anandanand ready
Saraswati lives on tongue —Oh



# મહારૂદ્ર

આ મહારૂદ્ર યજ્ઞથી બ્રહ્મ વિદ્યાને ઉત્તેજન મળે છે. વેપારી લોકોના વેપારમાં વૃદ્ધિ થાય છે. નોકરી કરનારને નોકરીમાં લાભ મળે છે. નકામા એવા સંઘલાને કામ ધંધો મળે છે. સાધુ સંત બ્રાહ્મણ અને યજમાનોના માન વધે છે. હવા સ્વચ્છ થઈ શહેરની સુખાકારી વધે છે. તેત્રીસ કોટી દેવતાઓ સહીત શ્રી શંકર વિષ્ણુ અને બ્રહ્મા પ્રસન્ન થાય છે. અને સાક્ષાત પ્રભુ પ્રસન્ન થાય તો આપણી સર્વ મનોકામના પૂર્ણ થાય. માટે સર્વનું સુખ ઇચ્છીને આ મહારૂદ્ર યજ્ઞ કરવાનો છે. અમારી બ્રહ્મ વિદ્યાથી અમે ઇન્દ્રાસન ડોલાવી શકીશું એવી દૃઢ શ્રદ્ધા વાળા બ્રહ્મર્ષિઓએ નિષ્કામ પણે કાર્ય કરવા માટે નીચે લખેલે સ્થળે મળવું આશા છે કે આ કાર્યમાં સર્વે પ્રભુ ભક્તો તન મન અને ધનથી મદદ કરી આનંદમાં અભિવૃદ્ધિ કરશે.

લી૦ સ્વામી આનંદાનંદ સરસ્વતી.

ઠે. કાળુપુર ભંડેરી પોળ પાડા પોળ

ધનુધારી માતાજીના મંદીરમાં.

અમદાવાદ.

